બોલાવો, ગમ્મત પડશે. કાલે ગમ્મત પડી. નહીં, બાપાજી ?

મંગળ—ગમ્મત મને તો દેખાઈ નહીં.

નલિની—પણ તે જવાદો. જૂવો હોશીઆર છે ને ભણેલો છે, પૈસાદાર નથી. પણ એને તમારા બીઝનેસમાં સાથે લો તો એ મોંઘો તો નથી જ પડવાનો.

મંગળ—એ બધી ખરી વાત.

નલિની—પણ હું મારા નિશ્ચયથી ન જ ફરૂં, એમ જ. નહી વારૂ, બાપાજી ? અને હું એવું કરૂં તો મારૂં મોઢું જોશો કે નહિ, બાપાજી ? રમણ !

મંગળ—તું એવું કશું કરવાની નથી એવી મારી ખાત્રી છે.

નલિની—હા, હું એટલી ડાહી છું કે કોઈ ડહાપણ ભરેલી વર્તણુંક મારામા સંભવે જ નહીં. રમણ !

[ રમણ દાખલ થાય છે ]

મંગળ—કેમ ટેલીફોન કર્યો ?

રમણ—રામદાસ શેઠ હમણાં પાએક કલાકમાં આવી પહોંચશે.

નલિની—જો રમણુ ! [ રમણુ તેની તરફ જુવે છે. ] તને બીજી નોકરી મળતી હોય તો તે જરુર લેવી. પણુ તે એક મહિના પછી. બાપાજીની ઇલેક્શન પૂરી થયા પછી, સમજ્યો ?

રમણુ—સારું.

મંગળ—અને નલિની, તેં મારી પસ ખીસામાં મૂકી જ નહિ.

નલિની—તમારી પાસે તો મૂકી હતી.

મંગળ—ક્યાં ?

નલિની—ટીપાઇ પર. પણુ તમને અગત્યના કામસર જવાની એટલી ઉતાવળ હતી કે તે લેતા ભૂલી ગયા હશો. ઉભા રહો જોઉં. [ ફરીને જોવા માંડે છે. ]

લો આ રહી. [ લાવીને આપે છે. ]

મંગળ—રુપીઆ મૂક્યા ?

નલિની—કાલે જ મૂક્યા.

મંગળ—[ પાકીટ ઉઘાડીને જુએ છે ] પણુ આમાં તો નથી.

નલિની—શું રુપીઆ નથી ?

મંગળ—ના. તેં મૂક્યા જ નહીં હોય.

નલિની—ના મેં ખાત્રીથી મૂક્યા બાપાજી.

મંગળ—ત્યારે ક્યાં ગયા? આની તપાસ કરવી જોઇએ—

રમણ—પોલીસને ખબર આપું?

મંગળ—હા. પોલીસને ખબર આપવી પડશે. પણ કોઇ બહારનું તો નથી જ લઇ ગયું.

નલિની—હું નહોતી કહેતી કે તમે C. I. D. તરીકે સરસ શોભશો.

રમણ—ના બહારનું તો કોઇ ન જ હોય.

નલિની—Very clever Watson.

રમણ—ત્યારે શું કરીશું?

મંગળ—તું પોલીસને ટેલીફોન કરી આવ, પછી જોઇએ.

[ રમણ બારણાં તરફ જાય છે ]

નલિની—ઊભો રહે, રમણ.

મંગળ—શું છે નલિની?

નલિની—આપણે તપાસ કરીને પછી જરુર લાગે તો પોલીસને બોલાવીએ તે વધારે સારું નહીં?

રમણ—હા. તેમાં કૈં ખોટું નહી.

મંગળ—ના રમણ, પોલીસને ફોન કરી દે. પછી આપણે તપાસ કરીશું. [રમણ જાય છે]નલિની, આ પાકીટ હમણાં ક્યાંથી મળી?

નલિની—પેલી ટીપાઇ પરથી.

મંગળ—ગઇ કાલે તેં ક્યાં મૂક્યા હતી તે યાદ છે?

નલિની—યાદ છે ત્યાં સુધી તો એ જ ટીપાઇ પર મૂકી હતી.

[ રમણ પાછો આવે છે ]

મંગળ—ટેલીફોન કર્યો?

રમણ—હા હમણાં જ પોલીસ આવી પહોંચશે.

મંગળ—હું અહીંથી ગયો પછી તું તો ઘરમાં જ હતી, નલિની?

નલિની—ના, બાપાજી હું પણ બહાર ગઇ હતી. તમે ગયા પછી તરત જ.

મંગળ—અને રમણ?

નલિની—રમણ મારી સાથે જ હતો.

મંગળ—અને તમે પાછાં ક્યારે આવ્યાં?

નલિની—પોણા નવેક થયા હશે. નહિ, રમણ?

રમણ—પોણાનવે તો શો બંધ થયો. નવમાં પાંચેક મીનીટ ઓછી હશે.

મંગળ—રમણ તું અહીં કેટલા વાગ્યા સુધી હતો ?

રમણ—હું જમીને દસેક વાગે ગયો.

મંગળ—તમે મારા ગયા પછી અંહિ જ બેઠાં હતાં ?

નલિની—(જોરથી હસવા માંડે છે) બાપાજી, તમે wonderful (અદ્ભૂત) છો.

મંગળ—એમાં હસવાનું હું કૈં જોતો નથી.

નલિની—કેવા ચપચપ સવાલ પૂછો છો ? જાણે અમને જ ન તપાસતા હો !

મંગળ—ના નલિની, પૂછ્યા વગર કેમ સમજ પડે ક્યારે પાકીટમાંથી રૂપીઆ ઉપડી ગયા ?

નલિની—પણ રમણને પૂછવામાં શો ફાયદો ?

મંગળ—બધાને પૂછવું જોઇએ.

નલિની—જુઓ બાપાજી, જરા ઉભા રહો તો ટેલીફોન કરી આવું.

મંગળ—કોને ?

નલિની—ચંદુલાલ અને ફેનીને.

મંગળ—શા માટે ?

નલિની—તમારા ગયા પછી એ પણ અહીં હતા. એમને પણ પૂછવું તો જોઇએ.

મંગળ—ના નલિની, તેની કૈં જરુર નથી. ત્યારે તમે જમ્યા પછી અહિં જ બેઠા હતા ?

રમણ—હા.

મંગળ—અને તેં તે વખતે આ પાકીટ જોઇ હતી કેમ ?

નલિની—(મજાકમાં રમણને) હું પૂછું છું તેનો જવાબ આપવા તમે બંધાયલા નથી. પણ જે જવાબ આપશો તેનો તમારી સામે ઉપયોગ કરવામાં આવશે.

રમણ—Don't be silly (મૂર્ખ ન થા).

નલિની—Silly (મૂર્ખ) જરાએ નહીં. તું બાપાજીને ઓળખતો નથી. જોતો નથી કે તું Suspect છે (તારા પર વહેમ છે) ? કેવા દમામમાં સવાલો પૂછાય છે ?

મંગળ—ના ના એવું કશું નથી.

નલિની—બાપાજી, એણે રૂપીઆ લીધા છે એવો શક તો ખરો ને ?

મંગળ—ના, નલિની.

નલિની—ત્યારે લીધા હોય એવી આશા હશે.

મંગળ—નલિની ! જો. રમણ, માણસોને બોલાવ.

રમણ—કોને બોલાવું ?

મંગળ—બધાને.

નલિની—બધાનું શું કામ છે ? શોફર તો કોઈ દહાડો અંદર આવતો નથી. અને માળી પણ નથી આવતો.

મંગળ—હા બરોબર છે. જા બાકીનાને બોલાવી લાવ. અને જો બધાને બાજુના રૂમમાં ઉભા રાખ. અને—એકેકને મોકલી આપ. ( રમણ જાય છે )

નલિની— બાપાજી, આપણે ત્યાં બધા જુના નોકરો છે.

મંગળ—તેથી શું ?

નલિની—કોઈએ પણ વીસ વર્ષથી ઓછી નોકરી આપણે ત્યાં નથી કરી.

મંગળ—પણ તેથી શું ?

નલિની—એમને પોલીસના હાથમાં આપશો ?

મંગળ—અવશ્ય.

નલિની—એમાંના એકે લીધા પણ હોય અને તે પોતાની ભૂલ કબુલ કરે તો પણ ?

મંગળ—હું ચોરને ઉત્તેજન આપવા માંગતો નથી.

નલિની—હોય, માણસથી ભૂલ પણ થાય.

મંગળ -તો ભૂલની શિક્ષા પણ થાય.

[ એક નોકર દાખલ થાય છે અને ધ્રુજતો ઉભો રહે છે ]

જો સોમા, તુ ગઇ કાલે સાંજ પછી આ ઓરડામાં ક્યારે આવ્યો ?

સોમો—આ ઓરડામાં એટલે હમના છીએ તીયાં ?

મંગળ—હા.

સોમો—રોજ આવું છું.

મંગળ—[જરા ચીઢાઇને] તે તો હું જાણું છું. કાલે ક્યારે આવ્યો હતો ?

સોમો—બપોરે.

મંગળ—હું આવ્યો તે પહેલાં કે પછી ?

સોમો—તે પહેલાં.

મંગળ—અને આજે ?

સોમો—હમનાજ આવ્યો.

મંગળ—આ પાકીટ જો (પાકીટ બતાવે છે) અને તે કાલે જોયેલી કે ?

સોમો—ના સાહેબ.

મંગળ—જો સાચું કહી દે નહીંતો હેરાન થવું પડશે.

સોમો—પણ સું થયું છે શેઠ ? મેં નહીં જોયલી.

મંગળ—આમાંથી રૂા. ૧૫૦) કોઇએ કાઢી લીધા છે.

સોમો—(થરથર કાંપતા) પન સાહેબ, મુરબ્બી અમે આતલા વરછ તમારું કામ કઇરું તે આટલા માટે ?

મંગળ—જો તને જે ખબર હોય તે કહી દે.

સોમો—મને કૈં ખબર નથી. મને પૈછા જોઇએ તારે હું તમારી પાછે માગી લઉં છું. ચોરી કરી હોય તેના હાથ બલી જાય.

મંગળ—આપણા બીજા કોઇ માણસે લીધા હોય એવી ખબર છે?

સોમો—ના છેઠ.

મંગળ—જા તું બહાર જઇને ઉભો રહે.

(પાછળને બારણે જાય છે.)

રમણ,

(બીજો માણસ દાખલ થાય છે.]

માણસ— કેમ છેઠ?

મંગળ—તને શા માટે બોલાવ્યો તે ખબર છે?

માણસ—ના જી.

મંગળ—તું આ ઓરડામાં ગઇ કાલે ક્યારે આવ્યો હતો?

માણસ—ગઇ કાલે હું અહીં આવ્યોજ નહોતો.

મંગળ—અને આજે?

માણસ—આજે તો હમણાંજ આવ્યો.

મંગળ—જો સાચું હોય તે કહી દે.

માણસ—હું શા માટે જુઠું કહું?

મંગળ—આ ઓરડો સાફસુફ કોણ કરે છે?

માણસ—હમણાં તો ડાહ્યો ને રામો કરે છે.

મંગળ—વારુ તું જા બહાર ઉભો રહે. રમણ, ડાહ્યાને મોકલ. (ડાહ્યો ધ્રુજતો દાખલ થાય છે અને ઉભો રહે છે.) કેમ ડાહ્યા? આટલો બધો ધ્રુજે છે શા માટે?

ડાહ્યો—મને ઠીક નથી.

મંગળ—પઠાણે માર્યો તો નથી ને?

ડાહ્યો—ન......ન......ના.

મંગળ—પઠાણ ક્યારે આવવાના છે?

ડાહ્યો—હમણાં જ.

મંગળ—અને રૂપીઆનું શું કર્યું? [ડાહ્યો જવાબ આપતો નથી.] મે આપવાની ના પાડી એટલે આ પાકીટમાંથી કાઢી લીધા?

ડાહ્યો—(એકદમ રડવા માંડે છે અને પગે પડે છે) માફ કરો મને. આ હું કહરું?

મંગળ—તેનો પહેલેથી વિચાર કરવો હતો.

ડાહ્યો—મેં આ શું કર્યું? હું તદ્દન અકલાઇ ગયેલો. પઠાન પૂઠે લાગેલો, મારી નાંખવાનું કહેલું.

મંગળ—રૂપીઆનું શું કર્યું?

ડાહ્યો—[ખીસામાંથી કાઢીને] આ રીઆ. (આપે છે)

મંગળ—તેં આટલા વર્ષના વિશ્વાસ પર પાણી ફેરવ્યું ?

ડાહ્યો—માફ કરો મને હું ફરીથી નહી કરું.

મંગળ—હવે ફરીથી આવું કરવાની તને તક જ મળવાની નથી. હમણાં પોલીસ આવશે.

ડાહ્યો—પોલીછ ! [રડવા માંડે છે] છેઠ, તમારે પગે પડું. તમે મારા માબાપ છો. મને બચાવો. ફરીથી નહીં કરું. આટલા વરછમાં કોઇ વાર કૈં પણ કર્યું નથી.

મંગળ—તે તો કોણ જાણે, આજે પકડાયો.

ડાહ્યો—ના છેઠ, મારા છમ, મારા છોકરાના છમ ખાઇને કહું છું.

મંગળ—કોઇના સમ ખાવાની જરુર નથી. મેં પોલીસને બોલાવી છે, હમણાં આવશે. રમણ! [રમણ દાખલ થાય છે.] જો આ રુપીઆ.

રમણ—કયાંથી મળ્યા ?

મંગળ—આ ડાહ્યાએ લીધેલા. બીજા

નોકરોને કામે જવાનું કહે અને આને બાજુના ઓરડામાં પોલીસ આવે ત્યાં સુધી પૂરી મૂક.

ડાહ્યો—માફ કરો. [નલિનીને] બાઇ તમે તો કૈં કેઓ.

મંગળ—[ચીઢાઇને] ચાલ સીધો સીધો જાય છે કે નહી? [ડાહ્યો અને રમણ જાય છે.]

મંગળ—[અભિમાનથી] જોયું?

નલિની—હા બાપાજી.

મંગળ—આજે કોનો વિશ્વાસ કરવો તે જ સમજાતું નથી. આ સ્વપ્ને પણ એવું કરત એવુ હું ન માનત.

નલિની—હવે એનું શું કરશો?

મંગળ—કરવાનું શું હોય?

નલિની—પોલીસને સોંપશો?

મંગળ—હાસ્તો.

નલિની—પણ બાપાજી, જુનો માણસ છે.

મંગળદાસ—તેનાથી તો એનો ગુન્હો વધ્યો ગણાય.

નલિની—એને માફ કરો.

મંગળદાસ—અરે એમતે દુનીઆ કેમ ચાલે?

નલિની—પણ બીચારાએ પઠાણની બીકે આવું કર્યું લાગે છે.

મંગળદાસ—તેથી એનો ગુન્હો માફ ન થઇ શકે.

[રૂપીઆ પાકીટમાં મૂકે છે ને પાકીટ ટેબલ પર મૂકે છે. અને ઉભા થાય છે]—જો નલિની, રામદાસ શેઠ આવે તો બેસવાનું કહેજે. હું હમણાંજ આવ્યો. [જાય છે.]

નલિની—રમણ! ડાહ્યાને લઇ આવ.

[રમણ ને ડાહ્યો દાખલ થાય છે.]

ડાહ્યો—[પગે પડીને] બાઇ મને બચાવો. છેઠને કંઇ કહો.

નલિની—ડાહ્યા આ તેં શા માટે કર્યું?

ડાહ્યો—મારાં નસીબ ફુટેલાં એટલે.

નલિની—પઠાણને શા માટે રૂપીઆ આપવા હતા?

ડાહ્યો—મારો છોકરો માંદો હુતો તીવારે ૩૦ રૂપીઆ લીધેલા. છેઠ પાસેથી માગેલા પણ ની આપેલા. તેના વીયાજ સાથે ૧૦૦) રૂપીઆ આપવાના થયલા. આજે નહિ આપુ તો મારી નાખછે એમ કહી ગેલો. કાલે મે

છેઠ પાસેથી માયગા પણ છેટે આપયા ની. અને આ પાકીટ જોઇ મારાથી ની રોહેવાયું, પણ હું ફરીથી ની કરૂં.

નલિની—પઠાણ ક્યારે આવવાનો છે?

ડાહ્યો—હમણાં પાછલના દરવાજા પાછે આવીને ઉભો ઉસે.

નલિની—રમણ, [પાકીટમાંથી રૂપીઆ કાઢી ગણે છે.] લે આ સો રૂપીઆ અને ડાહ્યાને સાથે લઇ જઇને પઠાણ આવ્યો હોય તો તેને આપી દે. (નોટો આપે છે.)

ડાહ્યો—અને પોલીસ?

નલિની—તે મારા હાથમાં નથી પણ હું બનશે તે કરીશ. જા રમણ. (રમણ ને ડાહ્યો જાય છે. નલિની રૂમમાં આમ તેમ ફરે છે. એટલામાં મંગળદાસ દાખલ થાય છે.)

મંગળ—કેમ નલિની રામદાસ નથી આવ્યા હજી?

નલિની—ના બાપાજી. પણ ડાહ્યાને આ એક વાર જવા ન દો?

મંગળ—ના, નલિની—(બહાર મોટરનો

અવાજ સંભળાય છે.) રામદાસ આવ્યા જ લાગે છે.

નલિની—લો બાપાજી આ તમારી પાકીટ સંભાળો મેં એમાંથી સો રૂપીઆ લીધા છે.

મંગળ—શા માટે?

નલિની—ડાહ્યાના પઠાણને આપવા.

મંગળ—પણ નલિની—

(નલિની જવાબ આપ્યા વગર જતી રહે છે. રામદાસ દાખલ થાય છે. પાંત્રીસેક વર્ષના ઠીંગણા ગૃહસ્થ છે. એમણે કાળી ટોપી, સફેદ ડગલો, ધોતીઉં અને કાળા સ્લીપર પહેર્યાં છે.)

મંગળ—આવો રામદાસ શેઠ!

રામદાસ—તબીયત તો સારી છે ને?

મંગળ—તબીયત તો ઠીક છે. ચા લેશો ને?

રામદાસ—ના.

મંગળ—ત્યારે સીગાર લો.

(રામદાસ સીગાર લે છે ને સળગાવે છે.)

રામદાસ—આજ કાલ તો ઇલેકશન પાછળ જ મથ્યા રહેતા હશો.

મંગળ—અરે એ વાત જ જવા દો.

માથુ દુઃખવા આવ્યુ છે અને પૈસો તો પાણીની માફક ખરચવો પડે છે.

રામદાસ—તમારા જેવાને શું છે?

મંગળ—બજારમાંથી વોટ મળશે ને?

રામદાસ—તમને નહીં તો બીજાને કોને આપશે?

મંગળ—પણ પેલા સ્વરાજીસ્ટ છે ને?

રામદાસ—અમે તો વેપારી માણસ; અમારે એ સ્વરાજીસ્ટ સાથે શો સંબંધ?

મંગળ—ત્યારે આપણે તમારા બજારના આગેવાનોને મળવાનું કયારે રાખશું?

રામદાસ—તમે કહો ત્યારે.

મંગળ—આજે બપોરે જઇશુ?

રામદાસ—જરૂર. અને આ વખતે તો મીનીસ્ટર જરૂર જ થશો.

મંગળ—અરે ચુંટાવા તો દો. પછી મીનીસ્ટરની વાત-બાકી તો ચુંટાઉં તો ચાન્સીસ ખરા.

રામદાસ—આપણો વેપારી જ મીનીસ્ટર થાય તે સારૂં. અને બીજા કેવા ખબર છે? મારા જેવું કૈં કામ હોય તે કહેજો.

મંગળ—બીજું તો હું મીનીસ્ટર થાઉં તો મીલનું શું કરવું તે સમજાતું નથી.

રામદાસ—કૈંક તો ગોઠવણ કરવી પડશે.

મંગળ—તમને તેના સંબંધમાં વાત કરવા બોલાવ્યા છે. તમે આજે ઘણાં વર્ષોથી ડીરેક્ટર છો એટલે મીલની સ્થિતિ તો તમે જાણો છો. આજે મુંબાઇમાં આવી સારી રીતે ભાગ્યે જ કોઇ મીલ ચાલતી હશે.

રામદાસ—હા. આપણે નસીબદાર તો ખરા.

મંગળ—નસીબ તો છે જ પણ તેની સાથે મેનેજમેંટ પણ જોઇએ. મારી ગેરહાજરીમાં કોઇ ભળતા જ માણસને સોંપવાનું મન નથી થતું. આટલા વર્ષનું કર્યું કારવ્યું વખતે પાણીમાં જાય.

રામદાસ—એ તો કોઇ વિશ્વાસપાત્ર માણસ જ જોઇએ.

મંગળ—રામદાસ શેઠ, તમારું પોતાનું બીઝનેસ કૈં ઓછું નથી. પણ પરમેશ્વરની કૃપાથી તમે પાંચ ભાઇઓ છો. તમે જ આ મીલની મેનેજમેંટ ઉપાડી લો તો કેમ?

તમે એજન્સી ફર્મમાં ભાગીદાર થઇ શકો. હું મીનીસ્ટર હોઉં ત્યાં સુધી તમારો બાર આના ભાગ અને પછી આપણો સરખો.

રામદાસ—હું વિચાર કરી જોઇશ.

મંગળદાસ—એ કામ તમે સંભાળો તો મને જરાએ ચિંતા ન રહે. અને એક બીજું કામ પણ હતું. બહુ મોટું તો નથી. તમે મન પર લો તો થઇ જશે.

રામદાસ—મારાથી બનશે તો જરુર.

મંગળ—તમે પૈસાની કૈં સગવડ કરી શકો?

રામદાસ—કેટલા જોઇએ છે?

મંગળ—દોઢ લાખ.

રામદાસ—ના એટલા તો નહીં બની શકે. ચાળીસેક હજાર સુધી કરી શકું. હમણાં તો—

મંગળ—[ આતુરતાથી ] અને બાકીના કેટલા દહાડામાં કરી શકો?

રામદાસ—બીજા ત્રણ ચાર મહિના સુધી તો આશા નથી.

મંગળ—બીજા કોઇ પાસે ન થઇ શકે?

રામદાસ—મારા કરતાં તમે વધારે માણુસોને ઓળખો છો.

મંગળ—એક બે જણને પૂછી જોયું.

રામદાસ—ત્યારે બેંકમાંથી સગવડ કરીએ તો કેમ?

મંગળ—તમારી ગેરંટી મળી શકે?

રામદાસ—સીકયુરીટી તો જરૂર હશે. પછી કૈં વાંધો નથી.

મંગળ— સીકયુરીટી હમણાં આપી શકાય તેમ નથી. હા, પણ સકયુરીટી વગર આ રકમ માટે તમને જામીન બનાવવા ઠીક નહીં.

રામદાસ—આપણે બીજી ગોઠવણ થાય તો કરીએ. ઉતાવળ છે?

મંગળ—ગુરુવાર સૂધી થવું જોઇએ.

રામદાસ—જોઇશું.

મંગળ—પણ આપણે એક કરી શકીએ.

રામદાસ—શું?

મંગળ—આપણે આજે ઘણા વર્ષોનો અને ઘર જેવો જ સંબંધ છે. એટલે તમને કહેવામાં વાંધો નથી. (રામદાસ ધ્યાનપૂર્વક

સાંભળે છે) બે મહિના પહેલાં મને રુપીઆની Urgent [ખાસ] જરુર લાગવાથી મે બેંક પાસેથી દોઢ લાખ રુપીઆ લીધા તે પાછા માંગે છે.

રામદાસ— બીજા બે મહિના ન મળી શકે?

મંગળ—ના.

રામદાસ—તેને સીક્યુરીટી તો આપી હશે ને તે ટ્રાન્સફર કરી બીજી બેંક પાસેથી ગોઠવણ થઇ શકશે.

મંગળ–સીક્યુરીટી તો આપી છે પણ તેના ટ્રાન્સફરમાં જરા વાંધો આવે તેમ છે.

રામદાસ—તે કેમ?

મંગળ–મારી પાસે તે વખતે બીજી સીક્યુરીટી ન હોવાથી આપણી મીલની રૂની ગાંસડીઓ સીક્યુરીટી તરીકે આપી.

રામદાસ—આપણી મીલનું રૂ!

મંગળ—હું પંદરેક દહાડામા બીજી ગોઠવણુ કરવાનો હતો. એટલે તમને પૂછયું નહીં. પણ તે ગોઠવણુ કરી શકયો નહીં. અને એ ગાંસડીની સીક્યુરીટી વધારે વખત રાખ-

વાનું મને યોગ્ય નથી લાગતું. ગમે તેમ પણ મીલની ગાંસડી છે. અને બેંક એ વેચી દે તે પણ ઠીક ન થાય.

રામદાસ—હા, એ તો સારું ન જ થાય.

મંગળ—આપણે એક વાત કરી શકીએ.

રામદાસ—શી ?

મંગળ—મીલજ દોઢ લાખ રૂપીઆ raise (ઉભા) કરીને મને લોન આપી શકે. મીલને જરુર હોય છે ત્યારે હું હમેશ આપતો આવ્યો છું.

રામદાસ—આપણે બીજા ડીરેકટરોને પૂછવું જોઇશે ને ?

મંગળ—હા પૂછવું તો જોઇશે. તમે જરા મળીને નક્કી ન કરી ઘો ? અને બુધવારે આપણી મીટીંગમાં પાસ ન કરાવી દો ?

રામદાસ—(વિચાર કરીને) બનતું કરીશ.

(રમણ દાખલ થાય છે)

મંગળ—કેમ રમણ ?

રમણ—પોલીસનો ઇન્સ્પેકટર આવ્યો છે.

રામદાસ—શું થયું ?

મંગળ—અરે રામદાસભાઇ, આજે કોનો વિશ્વાસ કરવો તે જ સમજાતું નથી. ગઇ કાલે ટીપાઇ પર મારી પર્સ ભૂલી ગયો તેમાંથી મારા એક નોકરે ૧૫૦) રૂપીઆ કાઢી લીધા. તે સાલો વીસ વરસનો જૂનો નોકર; આ છોકરાઓ કહે છે કે એને જવા દો પણ એમ જવા દઇએ તો જીવવું પણ કઠણ થઇ પડે, અને બીજા નોકરોને ચોરી કરવાનું ઉત્તેજન આપવા જેવું થાય.

રામદાસ—તમે બરાબર કર્યું.

મંગળ—સાંભળ રમણ, જો ઇન્સ્પેકટરને બધી વાત કરી દે અને ડાહ્યાને સોંપી દે.

[ રમણ જાય છે ]

રામદાસ—ત્યારે હું રજા લઉં ?

[ ઉઠે છે ]

મંગળ—અને જુઓ માલ તો તમારે જ સંભાળવી પડશે.

—પડદો પડે છે—



## અંક ત્રીજો

[ એક મહીના પછી. સ્થળ એ જ. નલિની અને રમણ વાતો કરતા બેઠા છે. ]

નલિની—અને રમણ આજે એટલા બધા કોણ આવવાના છે ?

રમણ—M. L. C. ઓ (ધારાસભાના સભ્યો).

નલિની—શા માટે ?

રમણ—હું મંગળદાસ શેઠના નિમંત્રણ પત્રના શબ્દોમાં કહું તો "It seems to me desirable that some of us might meet to-gether to consider the question of forming a strong Nationalist-group to act as a vigilant opposition party." (સબળ વિરોધ પક્ષ તરીકે કાર્ય કરવા માટે એક

પ્રબળ રાષ્ટ્રીય પક્ષ સ્થાપવાનો વિચાર કરવા આપણે કેટલાકે મળવું એ મને ઇષ્ટ લાગે છે.)

નલિની—કોણે, બાપાજીએ આ નિમંત્રણ મોકલ્યું ?

રમણ—નહીં તો બીજા કોણે ?

નલિની—પણ બાપાજી તો મિનિસ્ટર થવાની વાતો કરતા હતા.

રમણ—આખરે એક વિષય એવો જડયો ખરો કે તને ન સમજાયો.

નલિની—આ તારી male superiority (પુરુષ તરીકેનું ચઢીઆતાપણું) રહેવા દે. કહેવું હોય તો કહે, નહીં તો હું શોધી કાઢીશ.

રમણ—મંગળદાસ શેઠ મિનિસ્ટર થવા માટે જ આવો પક્ષ ઉભો કરવાનો પ્રયત્ન કરે છે.

નલિની—પણ આ તો વિરોધ પક્ષની વાત છે.

રમણ—તેમાં તો ખુબી છે. દરેક પ્રાંતમાં અને દરેક ચુંટણી પછી આવી જાતના ફારસ થાય છે. જેને મિનિસ્ટર થવાની ઇચ્છા હોય છે તે પંદર વીસ મોડરેટ અને place

hunters-(જગ્યા શોધનારા) સ્પષ્ટ કહું તો માફ કરજે.

નલિની—Go on (કહે-કહે).

રમણ—place hunters (જગ્યા શોધનારા) ને ભેગા કરીને આવી જાતના વિરોધ પક્ષ ઉભા કરવાના ઢોંગ કરે છે.

નલિની—પણ તેથી શો ફાયદો ?

રમણ—આવા પક્ષનો લીડર જે નીમાય તેને મિનિસ્ટર થવાની વકી રહે છે, કારણ કે એને મિનિસ્ટર બનાવવાથી એ પક્ષના મત ગવર્મેન્ટ હસ્તગત કરી શકે છે.

નલિની—ત્યારે તો આ ગવર્મેન્ટ પક્ષ જ થયો.

રમણ—હાસ્તો.

નલિની—પણ ત્યારે એને રાષ્ટ્રીય વિરોધ-પક્ષ શા માટે કહે છે ?

રમણ—એ લોકો રાષ્ટ્રીય બાબતમાં હમેશ વિરોધ કરે છે તેથી એમ કહેતા હશે. એ ગૃહસ્થો એમ માને છે કે આવું નામ આપીને લોકોની આંખોમાં ધુળ ફેંકી શકાય. ગવર્મેન્ટને સહાય કરે છે એમ નથી બતાવવું. એ તો

અમારામાંનો એક માણસ મિનિસ્ટર થયો તેને અમે ટેકો આપીએ છીએ એમ કહી શકાય તેથી.

નલિની—અને લોકો માને છે ?

રમણ—કોઇ માનતું નથી. બધા એમને ઓળખે છે.

નલિની—(મોટરનો અવાજ સાંભળીને) બાપાજી આવ્યા કે શું ? (બારણા તરફ જુએ છે. મંગળદાસ દાખલ થાય છે.)

મંગળદાસ—કેમ નલિની, શું ચાલે છે ?

નલિની—આ તમારી નવી પાર્ટીની વાતો.

મંગળદાસ—હમણાં જ બધા આવશે. ચાની ગોઠવણ કરાવી છે ને ?

નલિની—બધું તૈઆર છે. બાપાજી, તમે વિચાર બદલ્યો કે શું ?

મંગળદાસ—શાનો નલિની ?

નલિની—તમે તો મિનિસ્ટર થવા માગતા હતા, પણ હવે તો વિરોધપક્ષમાં જઇને બેસવાનો વિચાર લાગે છે.

મંગળદાસ—પાર્ટીના સબળ ટેકા વગર મિનિસ્ટર થવું શા કામનું ? એ તો ગવર્મેન્ટના

અને નોમીનેટેડ મતો પર જ આધાર રાખવા પડે ને ?

નલિની—અને આ પાર્ટી કેટલાક જણાની થશે ?

મંગળદાસ—વીસેક મેંબર થશે.

નલિની—અને એ વીસ મેંબરના જ ટેકાથી તમે તમારૂં કામ કરશો ?

મંગળદાસ—ના, સાથે સરકારી મેંબરોનો ટેકો પણ હોય તો.

નલિની—એટલે તમે આ વીસ જણને પણ સરકારી મેમ્બરો નહીં બનાવી દો ?

મગળદાસ—ના, નલિની, તું એમ ના સમજે. બહુ લાંબી વાત છે. હું તને પછી બધું સમજાવીને કહીશ.

નલિની—આ તમારૂં ઓપોઝીશન ક્યારે ભેગું થવાનું છે ?

મગળદાસ—આજે તો થોડા જ જણ આવવાના છે. પાએક કલાકમાં આવવા જોઇએ. કેમ રમણ, બીજી શી ખબર છે ?

રમણ—તમારી ન્યાતની ત્રણ સંસ્થાઓ

તરફથી માનપત્રનું નિમંત્રણ સ્વીકારવા માટે વિનંતિપત્રો આવ્યા છે.

મંગળદાસ—એમને તારીખ નક્કી કરી જવાબ લખી નાખ અને આપણા ચુંટણીના ખરચના રીટર્ન તૈઆર કરી નાખજે.

રમણ—એ કામ તો હવે કોઇ બીજાએ કરવું પડશે. મેં બધાં કાગળીઆં ભેગાં કરીને રાખ્યાં છે.

મંગળદાસ—કેમ રમણ, તને હીસાબ કરતાં નથી આવડતો !

રમણ—મારો એક મહીનો આજે પૂરો થાય છે.

મંગળદાસ—હું ન સમજ્યો.

રમણ—હું ગયે મહીને જ બીજી નોકરી પર જવાનો હતો પણ તમારા કહ્યાથી એક મહીનો રહ્યો. આવતી કાલથી મેં બીજી જગ્યાએ જવાનું નક્કી કરી દીધું છે.

મંગળદાસ—પણ મેં તો તે દહાડે જ નોટીસ ખેંચી લીધી હતી.

રમણ—પણ મેં તે સ્વીકારી નહોતી ને.

મંગળદાસ—ભાઈ તમે આજકાલના જુવાનીઆઓના તો મગજ જ બહુ ગરમ થઈ ગયા છે. જરાક કૈં કહીએ તો ખોટું લાગે.

રમણ—તમે મને કૈં કહ્યું ન હોત તો પણ હું રાજીનામું આપવાનો હતો.

મંગળદાસ—પણ કૈં કારણ તો હશે ને! પગાર ઓછો પડ્યો?

રમણ—પગારનો સવાલ નથી.

મંગળદાસ—પણ કૈં કારણ તો હશેને. જો રમણ, તારા જેવો માણસ આમ નાની નોકરીમાં રહેવા લાયક નથી. હમણાં તો તું અહીં રહે, હું તને તારે લાયક બીજું કામ બતાવીશ.

નલિની—હું તો ક્યારની કહેતી આવી છું કે રમણને તમારે ભાગીદારીમાં લેવો.

મંગળદાસ—આમ ભાગીદારીમાં કૈં એકદમ લેવાય? પણ આપણી પેઢીમાં મૂકવાનો મારો વિચાર હતો.

નલિની—હા, બાપાજી, તમે મિનીસ્ટર થશો તો આપણી પેઢી કોણ ચલાવશે?

મંગળદાસ—રામદાસને ભાગીદારીમાં લેવાનું લગભગ નક્કી કર્યું છે.

નલિની—રમણને એ કામ કેમ નથી સોંપતા? ભાગીદાર નહીં તો પગાર આપીને.

રામદાસ—મીલ સંભાળવી એ કૈં રમત નથી. એમાં કોઇ અનુભવી માણસ જોઇએ ને?

નલિની—બાપાજી, હું અને રમણ સાથે ચલાવીએ તો કેમ?

મંગળદાસ—વળી પાછી એ જ વાત! આ કૈં બૈરાંઓનાં કામ છે?

નલિની—પણ બાપાજી તમે તો મીનીસ્ટર થયા પછી પેઢીના કામકાજમાં ધ્યાન આપી ન શકો, નહીં વારુ?

મંગળદાસ—મારાથી એ ન જોવાય એટલે તો રામદાસ જોડે નક્કી કરું છું.

નલિની—રામદાસભાઇને ભાગીદારીમાં તો લેશો પણ તમારી તરફથી તો કોઇક જોઇશે ને?

મંગળદાસ—હોય તો સારું.

નલિની—ત્યારે રમણને મૂકો.

મંગળદાસ—રમણને હું પેઢીમાં તો મૂકી શકું. કેમ રમણ, શો વિચાર છે? અને ચાલો

હવે હું મોઢું ધોઇ લઉં. કોઇ આવે તો બેસાડજો. (જાય છે)

નલિની—કેમ રમણુ?

રમણ—આ શી રમત માંડી છે?

નલિની—રમત નથી.

રમણ—રમત નથી તો ગમત છે?

નલિની—તે પણ નથી.

રમણ—પણ આ બધી ડાહી ડમરી વાતો કરવામાં શો ફાયદો? તારા બાપા કે એમ માનવાના છે?

નલિની—રમણ, અંગ્રેજો પોતાની હકુમત Propaganda (પ્રચારકાર્ય)થી સબળ બનાવે છે એમ તને નથી લાગતું?

રમણ—હા પણ તેનું શું?

નલિની—તેમ હું પણ Propaganda (પ્રચારકાર્ય)માં માનનારી છું. ચાલુ Propaganda કર્યાથી શું નથી થતું!

રમણ—પણ આ કેસમાં કશુંએ નથી થવાતું.

નલિની—મને એટલી બધી ખાત્રી નથી.

રમણ—અને કૈં અસર થાય તો તેને વર્ષો લાગશે. એટલામાં તો તું ને હું બન્ને દાંત વગરનાં ડોસાં થઇશું.

નલિની—વખત તો લાગશે પણ તું ધારે છે તેટલો તો નહીં જ.

રમણ—પણ તું શું કહેવા માગે છે તે જ સમજાતું નથી.

નલિની—જો રમણ, બાપાજી તને હમણાં ઓફીસમાં મૂકે તો તને ભાગીદાર થવાને બહુ વાર નહિ લાગે, એટલે જો બાપાજી મીનીસ્ટર રહે તો એકએક વર્ષમાં એવું થઇ શકે.

રમણ—પણ નલિની, આપણાં લગ્નની સંમતિ એમની પાસેથી મેળવવાની તને આશા હોય તો તે તદ્દન વ્યર્થ છે.

નલિની—એવી કશીએ આશા મને નથી.

રમણ— ત્યારે આવા હવાઇ કીલ્લા બાંધવામા શો ફાયદો છે?

નલિની—રમણ, હું એમ નથી કહેતી કે કદી જ નહીં મળે પણ આવા ચાન્સીસ કૈં રોજ નથી મળતા.

રમણ—પણ તેથી શું?

નલિની—હમણાં આપણે પરણવાનું મુલતવી રાખીએ.

રમણ—તને જો ગરીબને પરણવાનું અને તેની ગરીબાઇમાં ભાગીદાર થવાનું પસંદ ન હોય તો તેમ જરૂર થઇ શકે.

નલિની—રમણ, આવું બોલવું તને નથી શોભતું.

રમણ—ત્યારે શું બોલું ?

નલિની—જો, તારી કારકીર્દી વચ્ચે હું લગ્નને નહીં આવવા દઉં.

રમણ—મારે તો તું હોય એટલે બસ છે.

નલિની—ના રમણ, બે પાંચ વર્ષ પછી હું ઉતાવળે ન પરણ્યો હોત તો સારૂં થાત એવું તારા મનમાં આવે એ મારે નથી જોઇતું.

રમણ—એવું કશુંએ મનમાં નથી આવવાનું.

નલિની—અને રમણ, મેં કયાં કહ્યું છે કે આપણે નહીં પરણીએ ? તું ઠેકાણે પડી જાય એટલે આપણે પરણીશું. બે વર્ષ વાટ જોવાનું જ કહું છું.

રમણ—પણ આપણે પરણવાના છીએ એ જાણ્યા પછી તારા બાપાજી મને એ ચાન્સ આપશે એમ તું માને છે ?

નલિની—ના, એમને ખબર પડે તો તને પાણીચું જ મળે.

રમણ—એટલે આપણે કંઇ પણ બોલવું જ નહીં ?

નલિની—હા, રમણ.

રમણ—ના, નલિની, મારાથી એવું નહીં થાય. તારા બાપાજી જાણ્યા પછી જો મને રાખવા માગતા હોય તો લગ્ન આપણે મુલતવી રાખીએ તેમાં મને વાંધો નથી. પણ એમને કહ્યા વગર ચોરની માફક મારે એમની નોકરીમાં રહેવું નથી.

નલિની—રમણ, તું તદ્દન unpractical (અવ્યવહારૂ) વાતો કરે છે.

રમણ—મારે practical (વ્યવહારૂ) નથી થવું. મારે આ વાતની વધારે ચર્ચા નથી કરવી.

નલિની—Raman I am so glad. (રમણ, હું એટલી રાજી થઇ)

રમણ—વળી શું થયું ? Sarcastic (કટાક્ષમય) થવાની જરૂર છે ?

નલિની—હું Sarcastic (કટાક્ષમય) નથી થતી, ખરેખર હું રાજી થઇ છું.

રમણ—પણ શાથી ?

નલિની—આ તારા નિશ્ચયથી. You are a darling. (ચુંબન કરે છે)

રમણ—એટલે આ તો મારી પરીક્ષા ચાલતી હતી, કેમ ?

નલિની—ના, રમણ, પરીક્ષા નહોતી. એક તરફથી મન કહેતું હતું કે મારે તારી કાર્કીર્દી વચ્ચે ન આવવુ અને બીજી તરફથી મને આશા હતી કે આવી રીતે મળતી તક તું નહીં સ્વીકારે.

રમણ—નલિની, હુ તને ક્યારે ઓળખી શકીશ ?

નલિની—જેમ પરીચય ધાડો થાય તેમ તેને સમજવાની શક્તિ ઓછી થાય રમણ.

રમણ—બરોબર. You are always right my love. ત્યારે બાપાજીને ક્યારે કહીશું ?

નલિની—(જરા હસીને) કહીશું !

રમણ—ના, ક્યારે કહું ?

નલિની—બીજી નોકરી તો નક્કી છે ને ? (રમણ માથું ધુણાવી હા પાડે છે) તો તો ગમે ત્યારે.

રમણ—ત્યારે તો આજે જ જતાં પહેલાં કહીશ.

નલિની—અરે, પેલો પેકીંગ વાળો ડગલો સાથે લાવ્યો છે કે ?

રમણ—બખતરના દહાડા ગયા.

નલિની—અને રમણ, તું સવારના જેલ પર ગયો હતો કે ?

રમણ—હા, ડાહ્યાને મારે ઘેર મૂકતો આવ્યો છું.

નલિની—અહીં ક્યારે બોલાવ્યો છે ?

રમણ—ચાર સાડાચારે આવશે. (બહારથી મોટરનો અવાજ આવે છે)

(રામદાસ આવે છે)

નલિની—આવો રામદાસભાઇ, બેસો. (રામદાસ બેસે છે.) રમણ, બાપાજીને ખબર કરી આવ. (રમણ જાય છે)

રામદાસ—મંગળભાઇ તો ઘણું કામમાં હશે.

નલિની—હા, આજે કેટલાક કૌંસીલના મેમ્બરોને નવી પાર્ટી ઉભી કરવાના ઇરાદાથી નોતર્યા છે. અને રામદાસભાઇ તમે મીલમાં ભાગીદાર થવાના છો, નહીં વારૂ?

રામદાસ—લગભગ નક્કી છે.

નલિની—તો મારૂં એક કામ ન કરો?

રામદાસ—શું કરવું છે?

નલિની—ઓફીસનાં કામમાં હું આવીને મદદ કરૂં તો તમને કૈં વાંધો છે?

રામદાસ—પણ તમારાથી......

નલિની—તમે પણ આ સ્ત્રીઓનું કામ નથી એવું માનતા લાગો છો.

રામદાસ—ના તદ્દન તો નહીં.

નલિની—ત્યારે મને experiment (પ્રયોગ) તો કરવા દો.

રામદાસ—મંગળભાઇને વાંધો ન હોય તો.

(મંગળદાસ દાખલ થાય છે.)

મંગળદાસ—મંગળભાઇને શાનો વાંધો ન હોય તો?

નલિની—એ તો બાપાજી, જો તમને વાંધો ન હોય તો રામદાસભાઇ મને ઓફીસનું કામ શીખવવા રાજી છે.

મંગળદાસ—તે જોઇ લઇશું. ચાની ગોઠવણ કરાવ.

નલિની—(ઉભી થઇને) જુઓ રામદાસભાઇ, ફરી નહિ જતા હો. (જાય છે)

મંગળદાસ—કેમ રામદાસભાઇ શા ખબર છે?

રામદાસ—ખબર તો તમે આપી શકો.

મંગળદાસ—મને તો બેસવાનોય વખત નથી. આ ઇલેકશન પુરૂં થયું એટલે dinner (ખાણાં) અને પાર્ટીઓ શરૂ થયાં.

રામદાસ—હું પણ વેપારીઓ તરફથી તમને નિમંત્રણ આપવા આવ્યો છું.

મંગળદાસ—વેપારીઓનો મને સારો ટેકો મળ્યો.

રામદાસ—બની શકે તો પરમ દહાડે સાંજે ગાર્ડન પાર્ટી રાખવાની અમારી ઇચ્છા છે.

મગળદાસ—જરૂર. અને રામદાસભાઇ,

આપણે પેલું એગ્રીમેન્ટ હવે જલદી કરી લેવાનું છે.

(નલિની બે ત્રણ નોકરો સાથે દાખલ થઇને ખાવાના પદાર્થો ટીપાઇઓ પર ગોઠવવા માંડે છે.)

રામદાસ—તમારૂં નક્કી છે?

મંગળદાસ—લગભગ. ગઇ કાલે જ ગવર્નરે મળવા બોલાવ્યો હતો. અને અમારી નવી પાર્ટીની યોજના થઇ જાય તો પછી કૈં હરકત આવે એવું નથી, એવું ગવર્નર સાહેબના કહેવા પરથી લાગ્યું.

રામદાસ—ત્યારે તો અભિનંદન આપી શકું. અને એગ્રીમેન્ટ તો તમે કહો ત્યારે કરી નાખીએ.

મંગળદાસ—જુઓ મારો ભાગ નલિનીને નામે રાખશું.

રામદાસ—જરૂર.

નલિની—બાપાજી, મારે નામે ભાગ રાખો તો તો પછી હું ઓફીસમાં જઇ જ શકું.

મંગળદાસ—વારૂ જજે.

નલિની—સાંભળો રામદાસભાઇ, તમે સાક્ષી છો. નહિ તો વળી બાપાજી ફરી જશે.

(પાછી કામ કરવા લાગે છે)

રામદાસ—હું આવતી કાલે જ આપણા સોલીસીટરને એગ્રીમેન્ટ કરવાનું કહી દઇશ.

મંગળદાસ—અને રામદાસભાઇ, પેલી મીલની લોન પાછી આપવાની કૈં ગોઠવણ કરીએ તો સારૂં નહિ?

રામદાસ—હા, બને તો કરી નાખવું.

મંગળદાસ—કોઇ બેન્ક સાથે આપણે ગોઠવણ કરી શકીએ. થોડી સગવડ તો તમે પણ કરી શકશો. મારા ભાગમાંથી વાળી લેજો.

રામદાસ—તમે નચિંત રહો. હું બધી ગોઠવણ કરી લઇશ.

મંગળદાસ—આ મીલ ચલાવવાનું તમે માથે લીધું તેથી મારી અરધી જંજાળ પતી ગઇ.

(ભૈયો દાખલ થાય છે)

ક્યોં ભૈયા?

ભૈયો—દો સાહબ મીलન આયે હૈં.

મંગળદાસ—ઉનકો હયાં લે આઓ.

(ભૈયો જાય છે)

આજે ચાર દહાડાથી તો એક મીનીટ બેસવા નથી મળતું.

(બે ગૃહસ્થો દાખલ થાય છે)

આવો ગોરધનભાઇ, આવો મણિભાઇ, (ઉભા થઇને શેકહેન્ડ કરે છે)

બેસો. (બધા બેસે છે)

કેમ કે ભૂલા પડ્યા ?

ગોરધનભાઇ—અમને વિચાર આવ્યો કે કોરપોરેશનના મેમ્બરો તરફથી આપને એક ખાણું આપવું. આપને જે દિવસ અનુકુળ થાય તે નક્કી કરીએ.

મંગળદાસ—આ તમે મને જમાડી જમાડી ને મારી નાખશો. (બધા હસે છે) પણ ગોરધ-ભાઇ, શી ઉતાવળ છે ? આપણે આઠ દસ દહાડા રહીને વિચાર કરીએ તો કેમ ?

મણિભાઇ—એ તે કે ચાલે ? બધા તમને જમાડે અને અમારે અમારા પ્રમુખને જમાડવા વાટ જોવી !

રામદાસ—મંગળભાઈએ થોભવાનું કહ્યું તેનું કારણ તો એમના બીજા એનગેજમેન્ટસ હશે, પણ હું એક સબળ કારણ બતાવું.

ગોરધનભાઈ—એવું તે શું કારણ છે?

રામદાસ—આજે કારપોરેશનના મિત્રો એમને એ કૌંસીલના મેમ્બર ચુંટાયા એટલે જમાડે તેના કરતાં આપણા નવા મિનિસ્ટરને જમાડે તો વધારે સારૂં નહિ?

ગોરધનભાઈ
મણીભાઈ } —મારાં અભિનંદન.

મંગળદાસ—અરે રામદાસભાઈ, હજી થવા તો દો. જોજો મિનિસ્ટરને જમાડવાનું નક્કી કરશો તો હું જમણમાંથી પણ વખતે રખડી જઈશ.

ગોરધનભાઈ—રામદાસ શેઠનું કહેવું બરાબર છે. ત્યારે ચાર છ દહાડા પછી રાખશું. એટલામાં ઓરીશીઅલી ખબર બહાર પડશે. (બહારથી મોટરનો અવાજ આવે છે. ભૈયો દાખલ થાય છે)

ભૈયો—દો સાહેબ આયે હૈ.

મંગળદાસ—લ્યાં લે આના. (ભૈયો જાય છે) અમારી કૌંસીલના કેટલાક મેમ્બરોને તેડયા છે તે આવ્યા લાગે છે.

રામદાસ—ત્યારે હું રજા લઇશ.

ગોરધનભાઇ—અમે પણ જઇશું.

(રામદાસ, ગોરધનભાઇ અને મણિભાઇ જાયછે અને બે જણ દાખલ થાય છે. એકનું નામ રા. સા. ગુગુળી છે. પચાસેક વર્ષના જરા ઠીંગણા, સુકા પણ પાકા દેખાતા કર્ણાટકી ગૃહસ્થ છે. લાંબો ડગલો અને પાટલુન પહેર્યા છે માથે ફેંટો છે અને ખભે પીછોડી છે. નાકે ચસ્મા છે. બીજાનું નામ કરામતખાન છે. પાંત્રીશેક વર્ષના અને ચાલાક છે.ઓપન કોલરનો કાળો ડગલો ને નેકટાઇ અને ગરમ પાટલુન પહેર્યાં છે. માથે લાલ ટોપી છે. મંગળદાસ ઉભા થાય છે.)

મંગળદાસ—આવો. (શેકહેંડ કરે છે)

ગુગુળી—તુમચા મુંબઇના બંગલા તો જડવાના કઠીન આહે.

મંગળદાસ—એટલું બધું તે શું થયું?

ગુગુળી—અરે હે કરામતખાન નહીં સાંપડતે તો હું હજી ફીરત રહ્યો હોત.

કરામત—તમે ગુજરાતી ઠીક બોલો છો.

મંગળદાસ—રા. સા. ગુગુળી તો કેટલાક વર્ષ મુંબઇમાં વકીલાત કરતા હતા.

કરામત—બીજા કોઇ નથી આવ્યા ?

મંગળદાસ—હમણાંજ આવશે. તમારા બન્ને જોડે જરા વાત કરવી હતી એટલે તમે વહેલા આવ્યા એ ઠીકજ થયુ.

ગુગુળી—બોલા, શું છે ?

મંગળદાસ—આજે આપણે પાર્ટી બાબત વિચાર કરવાનો છે તે તો તમે જાણો છો. તમે બન્ને અમારી પાર્ટીમાં જોડાઇ શકો તો સારૂં થાય. તમારી સાથે બીજા બ્રાહ્મણેતરો અને મુસલમાન પણ જોડાશે તો આપણે પાર્ટીને સબળ બનાવી શકશું એટલે પેલા સ્વરાજીસ્ટોની ચિંતા નહી રહે. પણ તમે જોડાઇ શકશો ને?

કરામત—હું તો જોડાઇશ.

ગુગુળી—મી પણ તરફેણમાં આહે પરંતુ બીજા મિત્રોને વિચારવું પડશે.

મંગળદાસ—પણ તમે જોડાઓ કે જોડાયા વગર સહકાર કરો તો પણ આજે આપણે મિનિસ્ટરોના નામનો વિચાર કરતી વખતે હું તમારા બન્નેના નામો સુચવવાનો છું તમને હરકત ન હોય તો.

કરામત—સીંધના મુસલમાનોનો કૈં ભરોસો નથી.

મંગળદાસ—મુંબઇના મુસલમાનો અને પાર્ટી તમને જરૂર ટેકો આપશે.

(ભૈયો દાખલ થાય છે)

ભૈયો—દુસરે સાહબ આયે હૈં.

મંગળદાસ— લાં લે આના. (ભૈયો જાય છે) આપણે બધા સાથે મળીને કામ કરીશું તો બહુ કરી શકીશું.

(પાંચ M. L. C. ઓ દાખલ થાય છે. પહેલા બમનજી બુમલા, પચાસેક વર્ષના જાડા ઉંચા અને હસમુખા છે. પારસી ઢબનાં કોટ પાટલુન અને પાઘડી પહેર્યા છે. બીજા રા. બા. દંડવતલાલ ચાળીસેક વર્ષના ગુજરાતી ગૃહસ્થ છે. ધોતીઉં, લાંબો ડગલો અને દક્ષણી

પાઘડી પહેર્યાં છે. ત્રીજા સરદાર દામનારાયણ વય આશરે પંચાવન હશે. વાળ અને મુછો સફેદ થવા માંડયા છે. એમણે અંગરખો અને ધોતીઉં પહેર્યાં છે. માથે સફેદ ફેંટો છે અને પગે બુટ અને મોજાં છે. જમાનાના ખાધેલ અને અમલદારોને સમજાવવામાં ઘણા કુશળ છે. ચોથા મુખી ભોજનાની ચાળીસેક વર્ષના સિંધી ગ્રહસ્થ છે. અંગ્રેજી પોશાકમાં સજ્જ છે. મુછોના આંકડા ચઢાવેલા છે. અને પાંચમા દી. બ. રઘુનાથરાવ લાંડગેકર. પચાસેક વર્ષના ચંચળ દક્ષિણી ગ્રહસ્થ છે. કપડાંમા દક્ષિણી પાઘડી, કોટ અને પીછોડી, પગે બ્રીટીશ સામ્રાજ્યની વફાદારીના ચીહ્ન દાખલ પાટલુન મોજાં અને બુટ પહેર્યાં છે.

(મંગળદાસ ઉભા થઈને બધાને શેક હેન્ડ કરે છે)

મંગળદાસ—આવો, ચાલો, ઓળખાણ કરાવું. કરામતખાનને તો બધા ઓળખો છો. આ રાવ સાહેબ ગુગુળી, અને આ મી. બમનજી બુમલા, મારા પ્રતિસ્પર્ધી અને હવે કલીગ. આ રાવ બાહાદુર દંડવતલાલ. આ સરદાર દામ-

નારાયણ. આ મુખી ભોજનાની અને આ દીવાન બહાદુર રઘુનાથરાવ લાંડગેકર.

ગુગુળી—દી. બ. ને તો હું સારી રીતે ઓળખું છું. કોલેજમાં સંગતીજ હોતો.

લાંડગેકર—આઠવણ આહે કા. પુષ્કળ વર્ષાની ભેટ ઝાલી મહણુન વિચારતો.

ગુગુળી—બહા તુમ્હી પણ ખુબ અહા ખુવા, હે કસં વિસરણાર.

મંગળદાસ—બેસીશું? (બધા બેસે છે) બમનજીશેઠ તમે મને બહુ હંફાવ્યો હોં.

બમનજી—અરે મારા સાહેબ, તમે બી જબરા છેવ. મારાથી બે હજાર વોટ તો વધારે મળીયા અને હું તો જેમ તેમ તીજો આયો અને વલી કેવોચ કે હંફાવીઓ.

દંડવતલાલ—મી. મંગળદાસ, બીજું કોણ આવવાનું છે?

મંગળદાસ—બધા જ આવી ગયા.

દામનારાયણ--બસ, આટલા જ જણને બોલાવ્યા છે?

મંગળદાસ—હા, માત્ર લીડર્સને જ બોલાવ્યા છે. (આ સાંભળીને બધા ખુશ થએલા

દેખાય છે.) આપણે બધા મળીને કૈં નિર્ણય પર આવીએ તો બાકીના મેમ્બરોને બોલાવીને એમની પાસે આપણી યોજના રજુ કરીશું.

કરામત—હા, એ તો ઠીક કર્યું. બહુ જણ ભેગા થાય તો ચર્ચામાં જ વખત જતો રહે અને કોઇ પણ બાબતનો નીવેડો આવે જ નહીં.

મંગળદાસ—આપણે ચા પીતાં જ વાતો કરીએ તો કેમ? નલિની, રમણ! (નલિની દાખલ થાય છે)

નલિની—કેમ બાપાજી?

મંગળદાસ—રમણ ક્યાં છે? (રમણ દાખલ થાય છે) આ આવ્યો. તું બધાને તો ઓળખે છે. દીવાન બહાદુર ગુગુળી જોડે ઓળખાણ કરાવું. આ મારી પુત્રી નલિની.

ગુગુળી—તુમી મંગળદાસ શેઠ સાથે ધારવાડ આલે હોતે, નહીં બર?

નલિની—ના, બાપાજીને હું ઘણું કહું છું તો પણ મને સાથે નથી લઇ જતા.

મંગળદાસ—બધાને ચા આપો નલિની, રમણ. (નલિની અને રમણ ચા આપવા માંડે છે)

નલિની—બમનજી કાકા, તમને બરફી બહુ ગમે છે નહીં. લો આ તાજી જ છે. (બીજા બધા પાસે વારા ફરતી ચા અને ખાવાના પદાર્થ મૂકે છે.)

મંગળદાસ— કહો ત્યારે બધાનો શો વિચાર છે?

દામનારાયણ— તમારી સૂચના મને તો યોગ્ય લાગે છે. આપણે આવી પાર્ટીની ઘણી જરૂર છે.

મંગળદાસ— ગુજરાતના મેંબરો જોડાશે?

દંડવતલાલ—સ્વરાજીસ્ટ છોડી દો તો બાકીના બધા તો જોડાશે. નહીં વારૂ, સરદાર સાહેબ.

દામનારાયણ—અરે આપણે ક્યાં ગવરમેન્ટ પાર્ટી ઉભી કરીએ છીએ? સ્વરાજીસ્ટો પણ જોડાશે. થોડા તો જરૂર જ જોડાશે.

મંગળદાસ—એવી ખબર હોત તો એમને જરૂર તેડત.

દંડવતલાલ—આવતી કાલે એમને બોલાવી વાત કરી જોઇશું.

મંગળદાસ—અને ભોજનાની, સીંધનું શું?

ભોજનાની—હું તો આવી પાર્ટી આવશ્યક છે એમ માનું છું, બીજા સીંધના મેંબરો પણ શામીલ થશે.

મંગળદાસ—દીવાન બહાદુર શું કહે છે?

લાંડગેકર— અંગ્રજીમાં કહેવત છે તેમ "Union is strength." (સંપ ત્યાં જંપ)

મંગળદાસ—અને કરામત શેઠ તમારો શો મત છે?

કરામત—હું તો જોડાઇશ પણ સીંધના મુસલમાનો માનશે એવું લાગતું નથી.

મંગળદાસ—એમને આપણે કહી જોવું. નહીં માને તો આપણી પાર્ટી તો છે જ. અને રા. સા. ગુગુળી, આપનો શો વિચાર છે?

ગુગુળી—મી તો જોડાવાની તરફેણમાં આહે.

મંગળદાસ—પણ તમારી પાર્ટીના બીજા ગ્રહસ્થોનું શું?

ગુગુળી—મારાથી પણ એમને વિચાર્યા વગર તો ન જોડાઇ શકાય પણ આપણે એક દુસર્યાલા મદદ તો જરૂર કરૂન શકતો.

મંગળદાસ—હા. તેના વગર કૈં ચાલવાનું છે? ત્યારે આપણે બધા જ આવી પાર્ટીની

જરૂર છે એ બાબતમાં તો મળતા થઇએ છીએ. હવે આપણે આપણી પોલીસી કેવી રાખવી ? (એક પછી એક બધા સામું જુએ છે)

દામનારાયણ—આપણે સ્વરાજીસ્ટોની માફક consistent and continuous opposition (એકસરખો અને ચાલુ વિરોધ) તો નથી જ કરવું. એવી છોકરવાદી આપણને ન શોભે.

લાંડગેકર—એ તો parliamentary government (પાર્લમેંટશાહી રાજપદ્ધતિ)ની તદ્દન વિરૂદ્ધ છે.

દંડવતલાલ—આપણે લોકોનું હિત જાળવીને સહકાર કરવો છે.

ભોજનાની—અને તેવું કરશું તો ગવરમેન્ટ બધી બાબતમાં આપણાથી પ્રતિકૂળ તો નહીં જ થાય.

નલિની—સરદાર સાહેબ, બીજી ચા ?

દામનારાયણ—હા, ચાલશે. (કપ નલિનીને આપે છે.)

બમનજી—એ તો એમજ ચાલે. કોઇ વાતમાં

આપને નમતું આપીએ અને કોઇ વાતમાં ગવરમેન્ટ નમતું આપે.

નલિની—ગવરમેન્ટ કોઇવાર નમતું આપે છે ખરી કે?

ગુગુળી—હે બહેન તો સ્વરાજીસ્ટચ્યા માફક બોલે છે.

મંગળદાસ—આપણે reasonable (વિવેકી) થઇએ તો ગવરમેન્ટ reasonable (વિવેકી) થાય છે એવી મારી ખાત્રી છે.

કરામત—આપણે જો ત્રીસેક જણની પાર્ટી બનાવી શકીએ તો આપણે જ ગવરમેન્ટ થઇ શકીશું.

ભોજનાની—હા એ તો ખરી વાત.

નલિની—તમે ગવરમેન્ટ કેમ થઇ શકો! તમે તો વિરોધપક્ષ ઉભો કરો છો!

લાંડગેકર—એ તો parliamentary government (પાર્લમેંટશાહી રાજપદ્ધતિ) ની ખુબી છે. આજે જે opposition (વિરોધ) માં હોય તે કાલે ગવરમેન્ટ થાય.

નલિની—અને તમે ગવરમેન્ટ થશો તો પછી opposition (વિરોધ પક્ષ) કોણ થશે?

ગુગુળી—પેલા સ્વરાજીસ્ટો છે તે. પણ એમનાથી કશું થવાનું નથી.

નલિની—તમારી આ વાતોમાં મને તો કશું સમજાતું નથી (મંગળદાસને) બાપાજી, તમારે કોઇને હવે કાંઇ જોઇએ છે?

મંગળદાસ—ના. તારે જવું હોય તો જા.

(નલિની બહાર જાય છે)

દામનારાયણ—આપણે ત્રીસેક થઇએ તો બધા જ મીનીસ્ટરો આપણા થઇ શકે.

ગુગુળી—બ્રાહ્મણેતર તો એક પાડીજે ના?

દામનારાયણ—હા એ તો તમારી પાર્ટીની સહાયતા વગર કૈં થવાનું છે?

મંગળદાસ—રાવ સાહેબ ગુગુળી. તમે અને તમારી પાર્ટીના બીજા મેમ્બરો આ પાર્ટીમાં જોડાય તો તો વધારે જ સારૂ. પણ જો ન જોડાય તો આપણી બન્ને પાર્ટીઓ અગત્યની બાબતમાં એક બીજાને મદદ તો કરી જ શકે.

ગુગુળી—અવસ્ય.

મંગળદાસ—ત્યારે હવે આપણે બીજા જે આપણી સાથે જોડાવા રાજી હોય એવા બધા

મેંબરોની એક મીટીંગ બે ચાર દહાડામાં બોલાવીએ અને ગવરનર આપણને જરૂર મિનિસ્ટ્રી ફોર્મ કરવા કહેશે એમ હું લગભગ ખાત્રીથી કહી શકું છું.

બમનજી—તમે ગવરનર સાહેબને મળી આવ્યા લાગોચ. .

મંગળદાસ—આપણે બધા મિત્રો જ છીએ એટલે કહેવામાં વાંધો નથી. મને ગઈ કાલે એમણે બોલાવ્યો હતો.

ભોજનાની—અને એમણે શું કહ્યું ?

મંગળદાસ—એમણે ખાત્રી આપી કે parliamentary practice (પાર્લમેંટની પ્રણાલિકા) ને જ અનુસરીને એ ministry form (પ્રધાન મંડળ સ્થાપવા) કરવા માંગે છે. ત્યારે મિનિસ્ટરોના tentative (કામચલાઉ) નામોનો આજે જ વિચાર કરીશું, કે fuller meeting (વધારે મોટી સભા) સમક્ષ વિચાર કરવાનું રાખશું ?

કરામત—વિચાર તો આજે જ કરવો ઠીક. પછી એ મીટીંગ પાસે આપણે એ નામ

મૂકીશું. પણ આપણે નામો consider કરીએ (વિચારીએ) તે પહેલાં એ કયા principle (સિદ્ધાંત)થી મૂકવાં તેનો વિચાર કરીએ તો સારૂં.

દામનારાયણ—હા એજ બરોબર છે.

મંગળદાસ—જુવોને એક મુસલમાન, એક બ્રાહ્મણેતર અને એક બીજો હીંદુ.

લાંડગેકર—એક બ્રાહ્મણેતર અને બીજો બ્રાહ્મણ એમ કહો.

દંડવતલાલ— એમ તદ્દન તો નહીં પણ જેને બ્રાહ્મણેતરો પોતાની પંકિતમાં ન સ્વીકારે તે બ્રાહ્મણમાં ગણતરી કરે છે તે તો ખરા.

ભોજનાની—અને આપણે પ્રોવીન્સ વાર પણ વિચાર કરવો જોઇશે ને.

કરામત—એટલે કેવી રીતે ?

ભોજનાની—જુવોને ગઇ મીનીસ્ટ્રીમાં એક દક્ષણી Non-Brahmin અને એક ગુજરાતી ગ્રહસ્થ હતા. હવે બીજા provinces ને પણ chance મળવો જોઇએ. સીંધ અને કર્ણાટકે શો ગુન્હો કર્યો છે?

બમનજી—અને મુંબઇ શહેરને તો તમે બધા જ ભૂલી જાઓય.

મંગળદાસ—આપણે Provincial spirit ને ઉત્તેજન આપીશું તો આપણી પાર્ટીના મૂળ તત્વોને વિસારી દેવાનો ભય છે એમ નથી લાગતું ? આપણે ગુજરાતી, દક્ષણી કે સીંધીનો વિચાર કર્યાં વગર પાર્ટીને જે યોગ્ય લાગે તેવા માણુસની જ નીમણુંક કરવી જોઇએ.

કરામત—હા એ બરાબર છે.

ગુગુળી—હા મી પણુ એમજ માનતો.

મંગળદાસ—ત્યારે જુઓની પ્રાત્સાહણતર તરીકે તો આપણા રા. સા. ગુગુળીને જ આપણે ટેકો આપીએ. એમને એમની પાર્ટીનો ટેકો તો છે જ અને મુસલમાનોમાં શેઠ કરામત-ખાનનું નામ હુ સૂચવું છું. સીંધના મુસલમાનો એમને ઘણું કરીને ટેકો આપશે જ પણ નહીં તો આપણી પાર્ટી જેમાં બાકીના ઘણા ખરા મુસલમાનો જોડાશે એવી મારી ખાત્રી છે. (કરામત તરફ જુએ છે.)

કરામત—હા તેની તો હું ખાત્રી આપી શકું.

મંગળદાસ—અને બ્રાહ્મણેતરોના ટેકાથી આપણે એમને મૂકી શકીશું. કેમ રા. બ. તમારી પાર્ટીને આ નામ પસંદ પડશે ને ?

ગુગુજી—જરૂર.

મંગળદાસ—ત્યારે ત્રીજા નામ માટે મારૂં એવું માનવું છે કે જેને આપણે પાર્ટીનો લીડર બનાવીએ તેનું મૂકવું. જે લીડર થશે તે પાર્ટીના અને non-Brahmin partyના વિશ્વાસ વગર તો નહીં જ થઇ શકે.

દામનારાયણ—એ બરોબર છે પણ ત્યારે લીડરના નામનો આપણે વિચાર તો કરવો જ પડશે. આપણી પાર્ટીમાં મારા ધારવા પ્રમાણે agricultural interest વધારે પ્રમાણમાં છે. તો કોઇ landholder ને મૂકવો નથી ઉચિત લાગતો ?

બમનજી—ભાઇ હમના Finance ના (નાણાંના) બધા વાંધા છે. કોઇ business-man (વેપારી)ને જ મૂકો.

મંગળદાસ—તમે શું ધારો છો ? (કરામત તરફ જુએ છે.)

કરામત—હું બમનજીને મળતો થાઉં છું.

ગુગુળી—અને મારી પાટ.લા પસંદ આવે અસા માણુસ તમને પાહીજે અને તે તમને બધાને પસંદ આવશે જ અસા મી માનું છું. તે તો આપલે આજના યજમાન જ આહેત, (અર્ધી મીનીટ શાંતિ ફેલાઇ રહે છે) કેમ શું ધારો છો? અને ગવરનર સાહેબાલા પણ એમના પર વિશ્વાસ આહે.

કરામત—મુસલમાન મેંબરો એમની leadership (નેતૃત્વ) હેઠળ આપણી પાર્ટીમાં ખુશીથી જોડાશે.

બમનજી—મંગલદાસ શેઠ, આય તમુને જ કરવું પડશે જો. અને પાર્ટીને તમે ઠેકાને રાખશો એમ હું માનુંચ.

મંગળદાસ—કામ કઠણ તો છે જ પણ તમારી બધાની મરજી હોય અને તમારો ટેકો હોય તો હું મારૂં બનતું કરીશ.

બમનજી—તારે આપરે બીજા મેંબરોની મીટીંગ કારે બોલાવસું?

દંડવતલાલ—(બેદરકારીથી) ગમે ત્યારે.

મંગળદાસ—અને આપણે વિચાર કરીએ છીએ ત્યારે કૌંસીલના પ્રેસીડેન્ટનું નામ પણ વિચારી લઇએ. અને હા, આપણી પાર્ટીના ડેપ્યુટી લીડર, સેક્રેટરીઓ અને whip પણ નક્કી કરીએ તો કેમ?

દંડવતલાલ—(જરા ઉમંગથી) હા સાથે સાથે એ પણ નક્કી કરી દઇએ.

મંગળદાસ—President ને માટે હું દીવાન બહાદુરનું નામ સૂચવુ છું. એમના જેટલું Parliamentary જ્ઞાન બહુ જ થોડાને હશે.

બમનજી—Hear! Hear! અને આપણા ડેપ્યુટી લીડર સરદાર સાહેબને બનાવીએ.

લાંડગેકર—યોગ્ય જ છે. અને સેક્રેટરીઓ તો ઘણા જ energetic (ચંચળ) માણુસ હોવા જોઇએ. હું રાવ સાહેબ દંડવતલાલ અને મુખી ભોજનાનીનું નામ સૂચવું છું. અને બમનજી તમે બધાને સમજાવવામાં કુશળ છો એટલે તમારે whip થવું પડશે.

બમનજી—અરે બા મારા પર આય આફત કાંય નાખો છ?

મંગળદાસ—અરે એમાં આફત શાની?

બમનજી—અરે તમે તો હોકમ કરસો જો કુત્તા બીલ્લીકો માર પણ બીલ્લીને મારતાં મારા કુતરા જેવા હાલ થશે.

(બધા હસવા માંડે છે.)

મંગળદાસ—ત્યારે હું બીજા મેમ્બરોને શુક્રવારે બોલાવું તો કેમ? (બધા તરફ જુએ છે) ત્યારે શુક્રવારે સાંજના ચારે અનુકુળ પડશે ને?

બમનજી—જરા વહેલા રાખો.

મંગળદાસ—સારૂં ત્રણ વાગ્યે ત્યારે.

કરામત—ત્યારે રજા લઇએ? (ઉઠે છે. બધા જ ઉઠે છે.)

ગુગુળી—આપણા બહેન કુંઇ ગેસે? એમને ચાને માટે Thanks (આભાર) આપજો.

લાંડગેકર—જય જય ત્યારે.

દામનારાયણ—આપણે તો કાલે મળીશું.

મંગળદાસ—અને ભોજનાની અને દંડવતલાલ તમે પણ સાતેક વાગે આવી ચડો તો

આપણે બધી Details (વિગતો) નક્કી કરી દઈએ. અહીં જ જમજો.

ભોજનાની—હા જરૂર.

દંડવતલાલ—હા હું આવીશ.

( બધા જાય છે. નલિની દાખલ થાય છે )

નલિની—Well done (બહુ સરસ કર્યું.)

મંગળદાસ—શાનું Well done ?

નલિની—બધા જ મિનીસ્ટર થવા માગતા હતા પણ તમે પેલા Non-Brahmin અને કરામતને સાથે રાખી ઠીક ગોઠવણ કરી.

મંગળદાસ—એ તે કૈં મેં ગોઠવણ કરી ?

નલિની—બાપાજી, મને એમ બનાવી નહી શકો.

મંગળદાસ—વારૂ ત્યારે એમ માન.

નલિની—બાપાજી, ડાહ્યો આવ્યો છે

મંગળદાસ—ડાહ્યો ? કોણ ?

નલિની—આપણો ડાહ્યો. આજે એક મહીનો પુરો થયો.

મંગળદાસ—નલિની, તેં એ બદમાશને શા માટે બચાવી લીધો ? તેં જો જઈને એની

કેરકટર વિષે સાક્ષી ન આપી હોત તો જરૂર ૭ મહીના જાત.

નલિની—તેનાથી શો ફાયદો થાત ?

મંગળદાસ—આમ ઓછી સજા મળ્યાથી બીજાને ચોરી કરવાનું મન થાય. પણ એ હરામખોર શા માટે આવ્યો છે ?

નલિની—મેં બોલાવ્યો માટે.

મંગળદાસ—શા માટે બોલાવ્યો ?

નલિની—તમે એને પાછો રાખશો ને ?

મંગળદાસ—એવા ચોરને હું નથી રાખવાનો.

નલિની—બાપાજી, બીચારાએ એવો શો ગુન્હો કર્યો કે જેનાથી એનો ફરીથી વિશ્વાસ ન થઇ શકે ?

મંગળદાસ—ચોરનો ફરીથી વિશ્વાસ કોણ કરી શકે ?

નલિની—બાપાજી હું કહેવા નહોતી માગતી પણ, તમે ઘડીએ ઘડીએ એને ચોર કહો છો એટલે મારે કહેવું પડે છે.

મંગળદાસ—શું કહેવું પડે છે ?

નલિની—તમે મીલની રૂની ગાંસડીઓ પર પરવાનગી વગર દોઢ લાખ રૂપીઆ ઉપાડયા તેમાં અને ડાહ્યાની ચોરીમાં હું બહુ તફાવત જોતી નથી. તમને urgent (ખાસ) જરૂર લાગી, ડાહ્યાને બીચારાને તેવી જ જરૂર લાગી. તે દહાડે તમે રામદાસભાઇ સાથે વાત કરતા હતા ત્યારે મેં બાજુના ઓરડામાંથી અચાનક સાંભળ્યું. તવંગર માણસની લાખોની ચોરી એ શાહુકારી જ ગણાય છે. બીચારો કોઇ ગરીબ માણસ મુઠ્ઠીભર અનાજની ચોરી કરે તો તેને જેલમાં ધકેલી દેવાય.

મંગળદાસ—નલિની! તું તો ગાંડી છે.

નલિની—હા હું ગાંડી જ સારી છું. અને હું આ ઘરને વધારે વખત હવે લ્યુનેટીક અસાઇલમ (ગાંડાનું નિવાસસ્થાન) નથી બનાવવા માગતી. બાપાજી, હું જ ડાહ્યાને રાખીશ.

મંગળદાસ—હું નહીં રાખવા દઉં.

નલિની—તમારા ઘરમાં રાખવા કોણ માગે છે?

મંગળદાસ—એટલે ?

નલિની—રમણ સાથે હું આવતી કાલે પરણવાની છું એટલે મને પણ આ ઘરમાં નહી રાખતા, અને રાખો તો પણ મારે રહેવું નથી. રમણની સ્ત્રી રમણને જ ઘેર શોભે.

મંગળદાસ—હરામખોર એવો જ—

નલિની—બાપાજી ગાળો ભાંડીને મોઢું શા માટે બગાડો છો ? મારો નિશ્ચય કે એનાથી ફરવાનો નથી.

મંગળદાસ—પણ હું આ નહીં થવા દઉં,

નલિની— જોઇશું. ચાલ રમણ, ડાહ્યાને પણ સાથે લેતો ચાલ. (જાય છે)

(પડદો પડે છે).



લેખકનું બીજું નાટક

## હાથીના દાંત

"અર્વાચીન શૈલીનાં નાટક તરીકે 'હાથીના દાંત' ઘણું આકર્ષક છે. ખાસ કરીને, આધુનિક યુવતી વર્ગના પ્રતિનિધિરૂપ લલિતાનું પાત્ર એવી સચોટતાથી આલેખાયું છે, કે સમકાલીન સાહીત્યનાં પ્રથમ પંક્તિનાં પાત્રોમાં તેને સહેજે સ્થાન આપી શકાય." કૌમુદી

મૂલ્ય રૂા. ૧-૦ ૦

છપાય છે

## ભીષ્મ પ્રતિજ્ઞા